# અગણિત અને બેહિસાબ ફરિશ્તાઓની દુઆ એ મગ્ફિરત પઢવાવાળા માટે

ફઝીલત : હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે જ્યારે અમે તમો ને કોઇ હદીષ સંભળાવીએ છિએ તો કુર્આન શરીફથી તેની સનદ અને તાઈદ બતાવી દઈએ છિએ, મુસલમાન જ્યારે

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، اَلْحَمْدُ لِلّٰهِ ط
لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط تَبٰرَكَ اللّٰهُ ط

(સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી, અલ્હમ્દુલિલ્લાહ,
લા ઈલાહ ઈલ્લલ્લાહ, તબારકલ્લાહ.)

પઢે છે તો ફરિશ્તો પોતાની પાંખોંમાં એકદમ સાવચેતીથી આ કલિમાતને આસમાન પર લઈ જાય છે, અને જે આસમાનથી પસાર થાય છે તે આસમાનના ફરિશ્તાઓ તે કલિમાત પઢનાર માટે મગ્ફિરતની દુઆ કરે છે. (ફઝાઈલે આ'માલ - ફઝાઈલે ઝિક્ર)

નોટ :

ફરિશ્તાઓની સંખ્યાનો અંદાજ - કયાસ કાઢવો મુશ્કેલ છે, તેનો ખરો અંદાજ તો ફકત અલ્લાહ પાક જ જાણે છે. ફરિશ્તાઓની સંખ્યાનો સાચો અંદાજ તો અલ્લાહ રબ્બુલ ઈઝઝત જ વધુ જાણે છે. અલ્લાહ પાકે કુર્આને કરીમ માં ફરમાવ્યુ :

وَمَا يَعْلَمُ جُنُوْدَ رَبِّكَ اِلَّا هُوَ ط

(المدثر۷۴: ۳۱)

અર્થ : અને આપના પરવરદિગારનાં લશ્કરોને ખુદ તેના સિવાય કોઇ જાણતુ નથી.

આ કલિમાતનાં પઢવાવાળા માટે અગણિત અને બેહિસાબ ફરિશ્તાઓ દુઆ-એ મગ્ફિરત કરશે, જેમની સંખ્યાનો સાચો અંદાજ અલ્લાહ તઆલા સિવાય કોઇને પણ નથી.

માટે, મારા ભાઇઓ ! અને બહેનો ! ફરિશ્તા જેવી માસૂમ (ગુનાહોથી પાક ) મખ્લૂક ની દુઆ એ મગ્ફિરત માટે આ મહામૂલા કલિમાતની પાબંદી કરવા વિનમ્ર વિનંતી.

આ મુબારક અને અઝીમ કલિમાતને સવારે અને સાંજે પાબંદીથી પઢવાની અલ્લાહ રબ્બુલ આલમીન આપણે બધાને તૌફીક નસીબ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન !

નોટ : આ કલિમાત ગમે તે ટાઇમે પઢી શકાય છે. આ કલિમાતને પઢવા માટે કોઇ ખાસ ટાઇમ નથી .

## પઢવાવાળા માટે બેહિસાબ ફરિશ્તાઓની મગ્ફિરતની દુઆ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝

(સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી,અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન.)

ફઝીલત : હઝરત અમ્ર ઇબ્નુલ આસ (રદિ.) થી રિવાયત છે કે જ્યારે બંદો

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ (સુબ્હાનલ્લાહિ વ બિ-હમ્દિહી)

અથવા

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝ (અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન.)

પઢે છે તો ફરિશ્તાઓ દુઆ કરે છે કે હે અલ્લાહ ! એની મગ્ફિરત ફરમાવ. (ફઝાઈલે આ'માલ - ફઝાઈલે ઝિક્ર)

ખુલાસો : ઘણાં ખુશનસીબ છે અલ્લાહ રબ્બુલ આલમીનનાં તે નેક બંદા અને બંદીઓ જેમના માટે ગુનાહોથી પાક અલ્લાહ તઆલા ના અગણિત અને બેહિસાબ ફરિશ્તાઓ દુઆ-એ મગ્ફિરત કરે. તેમની ખુશનસીબીનું પૂછવું જ શું ?

અલ્લાહ રબ્બુલ આલમીન આ મહામૂલા કલિમાત ને પાબંદીથી પઢવાની તૌફીક નસીબ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન !

## જન્નતમાં ખજૂરનું ઝાડ

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ

(સુબ્હાનલ્લાહિલ્ અઝીમી વ બિ-હમ્દિહી)

અર્થ : પાકી (બયાન કરું છું) બુઝુર્ગ અને બરતર અલ્લાહની, અને એનાં જ વખાણ સાથે.

ફઝીલત : હદીષ શરીફ માં ફરમાવવામાં આવ્યું છે કે જે માણસ આ કલિમાત ને એક (૧) વખત પઢે છે તેના માટે જન્નતમાં એક (૧) ખજૂરનું ઝાડ લગાવવામાં આવે છે. (હિસ્ને હસીન : પેજ ૨૬૯ ઉર્દૂ)

## જહન્નમથી છૂટકારો અને જેને અલ્લાહ પાક સાચો બતાવે

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

(લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર)

ફઝીલત : હઝરત અબૂ દરદાઅ્(રદિ.) જનાબ નબી એ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે ચાર (૪) વખત ઉપર નાં કલિમાત પઢનારને અલ્લાહ તઆલા જહન્નમ થી છૂટકારો આપે છે. (તબરાની)

હદીષ શરીફ માં આવ્યું છે કે જ્યારે કોઈ બંદો

لَآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ ط

(લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર)

કહે છે તો હક તઆલા શાનુહૂ ફરમાવે છે કે, મારા બંદા એ સાચું કહ્યું, " મારા સિવાય કોઈ મા'બૂદ નથી અને હું સૌથી માટો છું."

(ફઝાઈલે આ'માલ–ફઝાઈલે ઝિક્ર)

નોટ : અલ્લાહ પાકનો ઝિક્ર કરનારની અલ્લાહ તઆલા શાનુહૂ તસ્દીક કરે છે અને એને સાચો કહે છે, અને જે માણસ ને અલ્લાહ તઆલા પોતે સાચો કહે એનો અંજામ ઝૂઠા સાથે નથી થઈ શકતો.

(ફઝાઈલે આ'માલ– ફઝાઈલે ઝિક્ર)

## સૂઈ ને જાગ્રત થતી વખતે પઢવા બદલ બધાજ ગુનાહો માફ

ફઝીલત : હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ફરમાવ્યું :

જે માણસ સૂઈ ને જાગ્રત થતી વખતે આ (નીચે દર્શાવેલ) કલિમાત પઢશે, તો અલ્લાહ તઆલા તેના તમામ ગુનાહોને માફ કરી દેશે, ચાહે તે સમંદર ના કાંપ બરાબર હોય.

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ

وَلَهُ الْحَمْدُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

લા ઈલા-હ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરી-ક લહૂ ,લહુલ્ મુલ્કુ વ લહૂલ્ હમ્દુ , બિ–યદિહિલ ખય્રુ વ હુ-વ અલા કુલ્લિ શય્ઈન્ કદીર.

અર્થ : અલ્લાહ તઆલા સિવાય કોઈ મા'બૂદ નથી તે એકલો જ છે તેનો કોઈ શરીક નથી, દરેક પ્રકાર ની સત્તા-સલ્તનત તેના જ માટે છે, બધી જ ખૈર તેના જ હાથ (અંકુશ) માં છે અને તે દરેક ચીજ કરવા શક્તિમાન છે.

(સુયૂતી કૃત જામિઉલ અહાદિષ : ૭/૩૦૨, અમલ કમ્ સવાબ ઝિયાદહ : ૧૬૫)

**હે અલ્લાહ! તારી મગ્ફિરત મારા ગુનાહોથી ઘણી વિશાળ છે અને હું પોતાના અમલથી વધારે તારી રહ્મતનો ઉમ્મીદવાર છું.**

ત્રણ (૩) વખત કહેવાથી ગુનાહ માફ થશે

## તમામ ગુનાહો ની માફી

હદીષ : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે, એક માણસ નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ની ખિદમત માં હાજર થયો અને કહેવા લાગ્યો, હાય મારા ગુનાહ ! હાય મારા ગુનાહ! એ માણસે આ શબ્દો બે કે ત્રણ(૩) વખત કહ્યાં. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ એ માણસને કહ્યું, તમે પઢો :

اَللّٰهُمَّ مَغْفِرَتُكَ اَوْسَعُ مِنْ ذُنُوْبِىْ
وَرَحْمَتُكَ اَرْجٰى عِنْدِىْ مِنْ عَمَلِىْ ط

" અલ્લાહુમ્મ મગ્ફિરતુક અવ્સઉ મિન્ ઝુનૂબી વ રહ્મતુક અર્જા ઈન્દી મિન્ અમલી."

અર્થ : હે અલ્લાહ ! તારી મગ્ફિરત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે અને હું મારા અમલના પ્રમાણમાં તારી રહ્મતનો વધારે ઉમ્મીદવાર છું.

આ માણસે આ કલિમાત કહ્યા. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ઈરશાદ ફરમાવ્યો : ફરીથી આ કલિમાત કહો. એ માણસે આ કલિમાત ફરીથી કહ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી ઈરશાદ ફરમાવ્યો : ફરીથી આ કલિમાત કહો. એ માણસે ત્રણ (૩) વખત આ જ શબ્દો કહ્યા. ત્યાર પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરી ઈરશાદ ફરમાવ્યો : ઊઠી જાવ, અલ્લાહ તઆલાએ તમારી મગ્ફિરત ફરમાવી દીધી.

(મુસ્તદરક હાકીમ)

## અલ્લાહ તઆલાથી પોતાના ગુનાહોની માફી

યા અલ્લાહ ! મને ખબર છે કે તારા સિવાય ગુનાહોને માફ કરનાર કોઈ નથી.

رَبِّ اغْفِرْلِیْ، رَبِّ اغْفِرْلِیْ، رَبِّ اغْفِرْلِیْ ط

યા અલ્લાહ ! યા રહ્માન ! યા રહીમ ! યા ગફ્ફાર ! યા અર્હમર્રાહિમીન ! યા અહ્કમલ્ હાકિમીન ! માફ કરી દે- માફ કરી દે- માફ કરી દે- માફી માંગુ છું. માલિક! તારી ઝાત નાં સિવાય કોઈ માફ કરનાર જ નથી. રબ મારા ! રબ્બે કરીમ ! મૌલા એ કરીમ !

اَللّٰھُمَّ اغْفِرْلِیْ، اَللّٰھُمَّ اغْفِرْلِیْ، اَللّٰھُمَّ اغْفِرْلِیْ ط

યા અલ્લાહ ! તુ માફ કરવા વાળો છે. અને માફ કરવાને પસંદ કરે છે. એટલા માટે મને માફ ફરમાવ.
યા અલ્લાહ ! હું આ વાત જાણું છું કે મારો એક રબ છે. જે ગુનાહોને માફ કરે છે, અને એના વિશે પડપૂછ તથા પકડ પણ કરે છે.
યા અલ્લાહ ! પડપૂછ ન કરતો, યા અલ્લાહ ! પકડ ન કરતો, યા અલ્લાહ ! સજા ન કરતો- સજા ન દેતો.
યા અલ્લાહ ! માફ કરી દે- યા અલ્લાહ ! માફ કરી દે- યા અલ્લાહ ! માફ કરી દે.
યા અલ્લાહ ! મને માફ કરી દે. યા અલ્લાહ ! મારા ગુનાહોને માફ કરી દે.

رَبِّ اغْفِرْ لِیْ ، رَبِّ اغْفِرْ لِیْ ، رَبِّ اغْفِرْ لِیْ ط

اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ، اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ، اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ط



યા અલ્લાહ ! મે તારી ઝમીનોને અને તારા આસમાનોને મારા ગુનાહોથી ભરી દીધા. પણ તારી રહ્‌મત અને તારી મગ્‌ફિરત મારા ગુનાહોથી ઘણી જ વિશાળ છે. અને મને મારા ગુનાહોની સરખામણીમાં તારી રહ્‌મત અને તારી મગ્‌ફિરતની ઘણી જ વધારે ઉમ્મીદ છે.
મારા માલિક ! મારા ગુનાહો માફ કરી દે- માફ કરી દે- માફ કરી દે.

اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ، اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ، اَللّٰھُمَّ اغْفِرْ لِیْ ط

رَبِّ اغْفِرْ لِیْ ، رَبِّ اغْفِرْ لِیْ ، رَبِّ اغْفِرْ لِیْ ط



سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، اَلْحَمْدُ لِلّٰهِ ط
لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ط تَبٰرَكَ اللّٰهُ ط



●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ
اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۙ



●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط
اَسْتَغْفِرُ اللّٰهَ ط





●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ، اَسْتَغْفِرُ اللّٰهَ ط





●●●



سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط
اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ وَاَتُوْبُ اِلَيْهِ ط



●●●